એ સક્તાને અને પ્રતાપને અણુબનાવ હોવાથી તે અકબરને જઈ મળ્યો હતો; અને તે સલીમની સાથે લશ્કરમાં આવ્યો હતો. તેણે પ્રતાપને સોબતી વગર એકલો નાસી જતો જોયો, ત્યારે તેના મનમાંથી સઘળી દુશ્મનાવટ જતી રહી, અને તેના અંતઃકરણમાં પોતાના ભાઇપરનો પ્રેમ ઉભરાઇ–આવ્યો, તથા તે સાથે મેવાડીઓની હારથી તેના મનમાં દીલગીરી થઈ આવી. તે પ્રતાપની પાછળ પડયો હતો તે માત્ર પેલા બે પઠાણોને મારવા માટેજ. તેણે પોતાના ભાલા વડે બંને પઠાણોને માર્યા, અને પછીથી પ્રતાપને બૂમ પાડીને બોલાવ્યો. આ વખતે તેમની જિંદગીમાં પહેલીજ વાર બંને ભાઈ ઓ હેતથી ભેટયા. અહીં આગળ ચૈતક ઉપરથી તંગ છોડી નાખ્યો કે તે જમીન ઉપર પડયો ને મરણ પામ્યો. તેથી સક્તાએ પોતાનો "અંકારો" નામનો ઘોડો પ્રતાપને આપ્યો, તે ઉપર પ્રતાપ સવાર થયો. ચૈતક મરી ગયો ત્યાં આગળ કરેલો ચોતરો આજે પણ ઝારોલ પાસે છે. [1]આ સઘળો દેખાવ ઉદેપુરનાં અર્ધાં અર્ધ ઘરોમાં ચીતરેલો આજ પણ જોવામાં આવે છે. સક્તાની સ્વદેશપ્રીતિ પણ વખાણવા યોગ્ય કહેવાય. સ્વદેશપ્રીતિ માટે વેરભાવ છોડી દેવો, એ ગુણ પ્રશંસનીય છે. એ ગુણની ખામીથીજ શાહબુદ્દીન સાથેની લડાઈમાં પૃથુરાજ હાર્યો હતો. તે વખતે જો સઘળા રજપૂતો સ્વદેશ-રક્ષણ માટે વેરભાવ ભૂલી ગયા હોત, તો હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થાતજ નહિ; પણ હાય! વેરભાવ ને કુસંપેજ હિંદનું સત્યાનાશ વાળ્યું છે.

પ્રતાપ ને સક્તા વચ્ચેની મુલાકાત ટુંકી હતી. હસમુખો સક્તો સલીમના લશ્કર તરફ પાછા જતી વખતે પ્રતાપની મશ્કરી કર્યા વગર ન રહ્યો. તેણે કહ્યું કે "કેમ ભાઈ માણસ જીવ લઈને નાસતો હોય ત્યારે તેને કેવું લાગતું હશે ?!" વળી તેણે પ્રતાપને કહ્યું કે "ભાઇ લાગ આવશે કે હું તને પાછો આવી મળ્યા વગર નહિ રહું." એમ કહી તે સલીમ પાસે આવ્યો. સક્તાને સલીમે હકીકત

૧ ટૉડ રાજસ્થાન.

પૂછી ત્યારે તેણે કહ્યું કે "પ્રતાપે બંને પઠાણોને મારી નાખ્યા, એટલુંજ નહિ પરંતુ મારા ઘોડાને પણ મારી નાખ્યો, તેથી હું પેલા પઠાણના ખોરાસાની ઘોડા ઉપર પાછો આવ્યો છું." આ વાત સલીમના માનવામાં આવી નહિ, તેથી સલીમે સકતાને કહ્યું કે 'જો તું સાચેસાચું કહી દઈશ તો તારો જે ગુનો હશે તે માફ કરીશ." ત્યારે સકતાએ કહ્યું કે "મેવાડના રાજ્યનું જોખમ મારા ભાઈ ઉપર છે, તેને જ્યારે જોખમમાં આવેલો દીઠો ત્યારે મારાથી તેનો બચાવ કર્યા વગર રહેવાયું નહિ." આ સાંભળી સલીમે તેને પોતાને ત્યાંથી રજા આપી. તે પોતાના ભાઈ પાસે જવાને નીકળ્યો, પણ પોતાના ભાઈને મળતાં કોઇ યોગ્ય નજરાણું કરવું, એ વિચારથી એણે ભૈનસ્રોર ઉપર છાપો મારી જીતી લીધું, અને ઉદેપુર આગળ પ્રતાપને આવી મળ્યો. પ્રતાપે તેને ભૈનસ્રોરની જાગીર આપી. એના વંશજો સક્તાવત કહેવાય છે. એ સક્તાવતોની રાજધાની ઘણી મુદ્દત સુધી ભૈનસ્રોરમાં રહી. જે બે મોગલ સરદારોને સકતાએ માર્યા હતા તે બે ખોરાસાની ને મુલતાની હતા; માટે સકતાની ને તે જગાની યાદગીરી સારૂ એ જગાને આજસુધી "ખોરાસાની મુલતાની હદ" કહે છે.

સંવત ૧૬૩૨ ના શ્રાવણ સુદ ૭ નો દિવસ મેવાડના ઇતિહાસમાં યાદ રહેવા જોગ થયો. તે દિવસે મેવાડીઓના શૂરા લોહીથી હલદીઘાટ છંટાઈ ગયો. રાણાના નજીકના સગાઓમાંના પાંચસે જોદ્ધાઓ તે દિવસે મરાયા. ગ્વાલિયરના પદચ્યુત રાજા રામસંગે અને તેના કુંવર ખંડેરાવે તેના ૩૫૦ તુંવાર યોદ્ધાઓ સાથે રણસંગ્રામમાં પડીને રાણાની મેમાનગીરીનો બદલો વાળ્યો; બાબરે તેમને ગ્વાલિયરમાંથી કહાડી મૂકયા પછી તેઓએ મેવાડમાં રાણાનો આશરો લીધો હતો. તેમના ગુજરાનના માટે દરરોજ આઠસેં રૂપીઆ આપવા માટે રાણાજીએ હુકમ કર્યો હતો. રાજ્યભકત ઝાલા રાજા માનસીંગ પોતાના દોઢસો જોદ્ધાઓ સાથે મરાયો, અને મેવાડના દરેક ઘરમાં ઘર ચલાવનારના મોતથી શોકે નિવાસ કર્યો.

એ રીતે જીત પામી ફુલાતો સલીમ ડુંગરી મુલક છોડી અજમેર ગયો. વર્ષાઋતુ બેઠાથી લડાઈનું કામ અટકી પડ્યું, તેથી થોડા મહીના પ્રતાપને વિસામો મળ્યો. વર્ષાઋતુ ખુલ્યા પછી પાછા દુશ્મનો લડવાને આવ્યા. તેમની સાથે પ્રતાપે સંવત ૧૬૩૩ ના મહા સુદ સાતમને દિવસે લડાઈ કરી, પણ તેમાંએ પ્રતાપ હાર્યો; તેથી કોમલમેરમાં જઈ ભરાયો; ત્યાં તેને શાબાજખાન કોકાએ ઘેરી લીધો. કોમલમેરનો એણે બહાદુરીથી લાંબી મુદ્દત સુધી બચાવ કર્યો પણ છેવટે જે કૂવાના પાણી ઉપર તેમને આધાર હતો તે કૂવાનું પાણી જીવડા પડી બગડ્યું. આબુનો દેવરાજા જે આ વખતે અકબરના પક્ષમાં હતો, તેણે દગાથી આ પાણી બગાડ્યું એમ કહેવાય છે. પ્રતાપ કોમલમેરથી કેઓન્ડના કિલ્લામાં ભરાયો, ને સોનીગડા જાતનો સરદાર ભાણ કોમલમેરનો બચાવ કરવા રહ્યો. તેણે છેવટની ઘડી લગી બચાવ કર્યો, પણ આખરે તે મરાયો. આ જગાએ મેવાડનો રાજ્યબારોટ પોતે કવિતા ગાઈ ને અને પોતાનો દાખલો આપીને લશ્કરને ઉશ્કેરતો હતો તે મરાયો. નિર્દય પાદશાહની સામે છેવટ સુધી લડવાના જુસ્સાની ને પ્રતાપનાં પરાક્રમોની સ્તુતિ વિષેની એની કવિતા હજુ પણ દરેક જણ મેવાડમાં ગાય છે. રાજ્યબારોટ મરાયાથી તેની સાથે કાવ્યશકિત નાશ પામી નહિ; કેમકે રાજાઓ ને સરદારો, ભાટ ને ચારણ, નાના ને મોટા, બહાદુર રજપૂતોને શૂર ચઢે એવી જુસ્સાવાળી કવિતા સ્વદેશાભિમાની પ્રતાપના ગુણ ગાવાને નવી બનાવી ગાવા લાગ્યા; અને પ્રજાના આ જુસ્સાથી પ્રતાપ અને તેના માણસો યુદ્ધ કરવામાં ઝંપલાવા લાગ્યા.

કોમલમેર લીધા પછી માનસીંગે ધરમતિ ને ગગુંદાના કિલ્લાને ઘેરી લીધા. મોહબતખાંએ ઉદેપૂર જીતી લીધું, અને પ્રતાપના સગામાંના એક જણે[1] ઓગુણાપાનોરાના રહેવાસીઓ પ્રતાપને

---

[1] મેવાડની વંશાવળીમાં અમીદાસ લખ્યો છે.

સામાન પૂરો પાડતા હતા, તે અટકાવ્યો; તથા ફરીદખાન ચપન[2] ઉપર હુમલો કરીને દક્ષિણ દિશા તરફથી કેઓન્ડ જઈ પહોંચ્યો, આ પ્રમાણે ચારે બાજુએ પ્રતાપ ઘેરાઈ ગયો. સંતાઇ રહેવાની છાનામાં છાની જગાએથી પણ એક ખીણથી બીજી ખીણ ભણી એમ નસાડવા માંડયો, એટલે પ્રતાપને જીતવાની કાંઇ આશા રહી નહિ; એટલું છતાં પણ જ્યારે એના દુશ્મનો એને કોઈ છુપાઈ રહેવાની જગાએ ભરાઈ રહેલા ધારતા હતા, ત્યારે તે પોતાની છૂપી સંજ્ઞાઓવડે પોતાનાં માણસો એકઠાં કરીને ઓચિંતો દુશ્મનો અસાવધ હોય ત્યારે ધસારો કરતો. ફરીદ ધારતો હતો કે પ્રતાપ હવે મારા હાથમાં કેદ પકડાઈ જવાનો; પણ એવામાં પ્રતાપે એક-વાર યુક્તિથી એને એક ખીણમાં આંતરી લીધો. તે વખતે તેની પાસે માત્ર એકજ માણસ રહ્યું હતું. પણ ઉદાર પ્રતાપે તેને નહિ મારતાં તેનાં હથિયાર મુકાવી જવા દીધો. વાહવાહ ! ! પડતીમાં પણ મોટું મન રાખનાર પ્રતાપ તારાં કેટલાં વખાણ કરવાં ! ! ! મોગલો આવી જાતની લડાઈમાં માહીતગાર નહિ હોવાથી કોઈ કોઈ વારજ દુશ્મનો નજરે ચઢે એવા શત્રુઓ સાથે લડવાને કંટાળી ગયા. આગળ જતાં મરાઠાઓએ પણ એમને એજ રીતે થકવ્યા હતા. એવામાં વર્ષાઋતુ બેઠી, નદીનાળાં ભરાઈ ગયાં, ભરાઈ રહેલાં પહાડી ઝરણોને લીધે હવા ઝેરી થઈ ગઈ, તેથી તેઓ પાછા પોતાની છાવણીમાં ગયા. એ રીતે વર્ષાઋતુ પ્રતાપને થોડો થોડો વિસામો આપતી.

આ પ્રમાણે વર્ષ પર વર્ષ જવા લાગ્યાં પણ દર વરસે પ્રતાપનાં સાધનો ઘટતાં ગયાં, અને આપદાઓ વધતી ગઈ. સૌથી વધારે ચિંતા એને એના કુટુંબની હતી, કે તે રખેને દુશ્મનોના હાથમાં સપડાઇ જાય, અને ઘણીવાર તેઓ અણીને વખતે બચી જતાં.

---

૨. મેવાડના નૈર્ઋત્ય ખુણાના પહાડી મુલકને ચપન કહે છે. એમાં આશરે ૩૫૦ ગામડાં હતાં ને તેમાં મુખ્યત્વે ભીલ લોકો રહેતા હતા. કેઓન્ડ પણ એ ચપનના પહાડી મુલકમાં મધ્ય ભાગે હતું.

એક વાર તેઓને પકડાઈ જતાં કાવાના વિશ્વાસુ ભીલોએ બચાવ્યાં. તેમણે નાની નાની ડાળીઓની ગૂંથેલી ટોપલીઓમાં ઘાલીને તેમને જાવડાની કલાઈની ખીણોમાં સંતાડયાં, અને ત્યાં તેમને તેઓએ ખાવાપીવાનું આણી આપ્યું ને સાચવ્યાં. જાવડા ને કેઓન્ડમાં વાઘ વરૂથી બચાવ કરવા સારૂ રાણાના કુંવરોને ટોપલીઓમાં સુવાડી ઝાડની ડાળીઓએ લટકાવતા ને હિંચોળતા; કેમકે રાજકુંવરોને માટે તે વખતે એજ *પારણાં હતાં. એ ડાળી ને પારણાં આજ લગી સાચવી રાખ્યાં છે. એવાં એવાં અસહ્ય દુઃખોના દરિયા વચ્ચે પણ પ્રતાપની ધીરજ તેવીને તેવીજ હતી. અકબરે પ્રતાપના સમાચાર લાવવાને મોકલેલા જાસુસે અકબરને ખબર આપી કે પ્રતાપ અને તેના સરદારોને થોડું ને જંગલનું ફળફળાદિનું ખાવાનું મળે છે, તોપણ રાજશાહી રીતે અને સલાહશાંતિના દહાડાની માફક સંતોષથી જમે છે. પ્રતાપના નહિ નમે એવા મહાન મનની વાત સાંભળી અકબર ગદગદીત થયો અને રાજ્યસ્થાનના સઘળા રાજાઓને પ્રતાપના ગુણ શીખવાને ફરમાવ્યું, એટલુંજ નહિ પણ અકબરના લશ્કરમાં જે જે માણસો આવ્યા હતા તેઓ પણ પ્રતાપની વાત સાંભળી શાબાશીના પોકાર મારવા લાગ્યા. દિલ્હીના સુબાઓમાંના પહેલા સુબા ખાનખાનાને પ્રતાપનાં પરાક્રમ અને આગ્રહનાં વખાણની કવિતા મેવાડી ભાષામાં કરેલી, તે મેવાડની વંશાવળીમાં સાચવી રાખી છે. તેમાં ખાનખાનાન લખે છે કે–" આ દુનિયામાં સઘળું જતું રહેશે, પણ મહાન પુરુષના સદ્‌ગુણો હંમેશ લગી રહેશે. પટ્ટા ( પ્રતાપ ) એ જમીન ને દોલત સઘળું તજી દીધું, પણ કોઈને કોઈવાર માથું નીચું નમાવ્યું નહિ. હિંદુસ્તાનના સઘળા રાજાઓમાં માત્ર એણે એકલાએજ રજપૂતોની લાજ રાખી છે. " ધન્ય છે પ્રતાપ તને કે તારા સદ્‌ગુણો ને જુસ્સાનું માન તારા દુશ્મને તારીજ ભાષામાં કાવ્ય કરી તને આપ્યું ને તારી કીર્તિ અમર કરી.

---

* ટોડ રાજસ્થાન.

પણ કેટલીક વાર એવો વખત આવે છે કે પોતાની જિંદગીથી પણ વધારે વહાલાં પોતાના કુટુંબની જરૂરિઆત જોઈને માણસ વધારે ઝનુની થઈ જાય છે. પ્રતાપની રાણી ખડકોમાં કે ગુફાઓમાં સંતાડયા છતાં સલામત નહિ હતી, નાનાં બાળક જે સઘળાં રાજ-શોખને યોગ્ય હતાં, તે ખોરાક વગર ટળવળતાં હતાં. કેમકે મરણીઆ મોગલો એટલી દૃઢતાથી એમની પાછળ પડયા કે વખત નહિ મળવાથી તૈયાર થએલી રસોઇ ખાધા વિના પાંચ વાર તેમને નાસી જવું પડયું હતું. એક વખત એની રાણી અને એના કુંવરની સ્ત્રીએ મોલ ( એક જાતનું મેવાડમાં ઘાસ થાય છે ) તે દળીને તેના લોટના રોટલા કર્યા અને દરેકને એકેક ( અર્ધો તરત ખાવાને અને અર્ધો બીજી વાર ) ખાવાને માટે આપ્યો. એ વખતે પ્રતાપ પોતાના કમનસીબ ઉપર એક ખુણે બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલામાં એની દીકરીએ ચીસ પાડી તે સાંભળી એ ઉભો થયો. એ દીકરીએ પોતાનો અર્ધો રોટલો રાખી મૂકયો હતો, તે એક રાની બિલાડી લઇ ગઇ તેથી ભૂખની મારી એ બૂમેબૂમ પાડવા લાગી હતી. અત્યાર સુધી પ્રતાપનું હૈયું દૃઢ હતું, એનાં છોકરાંને અને સગાં-વહાલાંને રણસંગ્રામમાં મરતાં જોયાં હતાં, તો પણ તે બાબત એને કાંઇ લાગ્યું નહિ હતું, કેમકે રજપૂત તેજ માટે જન્મે છે, પણ ખોરાકને સારૂ એનાં છોકરાંને રડતાં જોઇ એનું હૈયું ભરાઇ આવ્યું. એણે આવી સ્થિતિમાં આવી રીતે માત્ર નામનું રાજા નામ ધારણ કરવું ધિક્કારી કહાડયું, અને પોતાનાં દુઃખ ઓછાં કરવા માટે અકબરને તાબે થવું એ ઠીક, એવો એ વિચાર કરવા લાગ્યો.

પણ આ વિચારની વાત અકબરના છૂપા જાસુસોથી અક-બરને માલમ પડી. એક છૂપા જાસુસે સલીમને જઇને જાહેર કર્યું કે પ્રતાપસિંહ એટલો દુઃખી હાલતમાં આવી ગયો છે, કે એણે આપને તાબે થવાનો વિચાર કર્યો છે. આ ખબર સાંભળી સલીમ અત્યંત ખુશી થયો. તેણે એ વાત અકબરને લખી મોકલી. એ કાગળ વાંચતાં અકબર પણ ખુશી થયો. તેણે આખા શહેરમાં ખુશાલીમાં

દિવસ ગુજારવાનો હુકમ કર્યો. આ વાતની ખબર પડતાંજ વિકાનેરનો પૃથુરાજ તેની પાસે આવ્યો, ત્યારે અકબરે તેને પણ સલીમનો કાગળ વંચાવ્યો. મારવાડના રાજ્યમાંથી વિકાનેરનું રાજ્ય થોડી મુદ્દત થયાં જુદું પડયુ હતું. ત્યાંના રાજાનો ભાઈ આ પૃથુરાજ હતો. વિકાનેરનું રાજ્ય સપાટ પ્રદેશમાં આવ્યાથી તેઓ મારવાડના રાજા માલ્લદેવની માફક દિલ્હીના પાદશાહની સામા થઈ શકયા ન હતા. ને તેથી તેમને પણ બીજા રાજાઓની માફક અકબરને તાબે થવાની ફરજ પડી હતી. પૃથુરાજ ઘણો બહાદુર ને સ્વદેશાભિમાની સરદાર હતો તેમ તે પંડે કવિ હતો. પોતાના દેશનું કામ હોય તો પોતાની કવિતા વડે તથા પોતાની તરવાર વડે કામ લાગે તેવો એ હતો; એટલુંજ નહિ પણ રાજયસ્થાનના કવિઓની સભામાં આ રાઠોડ રાજ્યકવિને પ્રમુખ તરીકે ઠરાવ્યો હતો. એ પૃથુરાજ પ્રતાપના નામને પણ પૂજતો હતો. તેને અકબરે આ સમાચાર કહ્યાથી તેનું અંતઃકરણ બહુ દાઝયું. તેણે જુસ્સામાં અકબરને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે પ્રતાપની કીર્ત્તિની અદેખાઈ કરનારા કોઈ દુશ્મને આ દગો કરેલો છે. હું એને સારી પેઠે ઓળખુ છું. તમારી આખી પાદશાહતને માટે પણ એ તમારે તાબે થાય એવો નથી. માટે જો આપ રજા આપો તો હું મારા માણસ સાથે લખી મોકલી પ્રતાપને પુછાવું. અકબરે તેમ કરવાની પરવાનગી આપી. એ કાગળ લખવાની દેખીતી મતલબ ખરી વાત શી છે તે જાણવાની હતી, પણ તેના અંતઃકરણની મતલબ તો અકબરે કહેલી વાત સાચી હોય તો તેને તાબે થતો અટકાવવાની હતી. એ મતલબથી અકબરની પરવાનગી લઈ તેણે કવિતાની અંદર એક કાગળ લખી પોતાના ખાસ માણસ સાથે પ્રતાપ ઉપર મોકલ્યો. એ કવિતા હજુ પણ વખણાય છે. એ કવિતાનો તરજુમો આ નીચે આપ્યો છે. પણ મારે કહેવું જોઈએ કે તે કવિતામાં જે જુસ્સો છે તે જુસ્સો નીચેની કવિતામાં લાવી શકાયો નથી મારો વિચાર એ અસલ કવિતા મેળવીને મૂકવાનો હતો, પણ ઘણો પ્રયત્ન કરતાં પણ એ કવિતા નહિ મળી શકવાથી ટૉડ સાહેબે એ કવિતાનો અંગ્રેજીમાં તરજુમો કરેલો

છે, તે તરજુમા ઉપરથી તરજુમો કરી નીચેની કવિતા બનાવીને મૂકવાની જરૂર પડી છે.

### લાવણી.

ધન્ય ધન્ય પરતાપ તુજને, ધન્ય ધન્ય માતા તારી,
ક્ષત્રિવટ તેં ખરી સાચવી, જતી આબરૂ ઉગારી;
ખોઈ પરાક્રમ રોઈ રહ્યા સૌ, ક્ષત્રિ ક્ષત્રિવટ ખોતે,
ક્ષત્રાણીની લાજ લૂટાતી, જુએ બાયલા બની પોતે. ૧
બજાર બન્યું રજપૂતો કેરૂં, દલાલિ દિલ્લીપત કરતો,
સસ્તુ સસ્તું સહુ ખરીદ્યું, શૂર ક્ષત્રિ કેરૂં હરતો;
સંગ કુલજ શૂર પ્રતાપ વિના, સહુ ક્ષત્રિ સસ્તા લીધા,
પ્રતાપની ખરીદી કરતાં તો, સહુ મુસલ્લા બહુ બીધા. ૨
ચાર દિવસનું ચાંદરાણું આ, મટિ અંધારૂં ધબ વળશે,
એ અજવાળે ખરા ક્ષત્રિ તે, સુકીર્ત્તિ સહુ સ્થળમાં રળશે:
પરાક્રમો કરી કીર્ત્તિ રળે તે, કીર્ત્તિ અમર તેને કરશે,
નામબોળું ને નઠોર નીકળે, તે નક્કી નર્ક વિષે ઠરશે. ૩
રજપૂતોને વા'લી આબરૂ, વેચી આબરૂ હીન થયા,
અરે હાય ! તે બજારમાં શું, ચિતોડગઢ વેચવા ગયા;
નહિ નહિએ કદી બને નહિ, ચિતોડ વેચાએ કદીએ,
જીભ કાપવી પડે મુખથી, જો કદી એહ વચન વદીએ. ૪
સિસોદીઆ સૌ કપાવી નાખ્યા, ધન દોલત ખરચી સઘળી,
દેશ બાગ ઉજ્જડ કરી નાખી, પ્રતાપ પણ તેં કીર્ત્તિ રળી;
ક્ષત્રિવટ તેં ખરૂં સાચવ્યું, સઘળાએ વેચી દીધું;
ખરો નામ મહીમા તેં રાખ્યો, અમર નામ તેં તો કીધું. ૫
અકબર દલાલ પાસે સરવે, લાજ ક્ષત્રિ કેરી લજવી,
અહો સંગ તારા પૌત્રે તો, સુકીર્ત્તિ સૌ સ્થળમાં ગજવી;
ખરો મર્દ તું પ્રતાપ નીવડ્યો, ખરા ખબર ખાંડે ખપવ્યા,
ખરા સિસોદી સામંત સઘળા, ખરા મુસલ્લાને થકવ્યા. ૬
સહુ ક્ષત્રિનો દલાલ અકબર, નથી અમર આ દુનિઆમાં,
પાપ કુંભ ભરપુર થશે ત્યાં, કાળ ઝડપશે જોતામાં;

ક્ષત્રિ વિનાના ઉજ્જડ ક્ષેત્રમાં, ક્ષત્રિ બીજ બોવા માટે,
સહુ ખોળશે ખરૂં ક્ષત્રિ બીજ, પસ્તાતા વાટે ઘાટે. ૭
કોઈ સ્થળે જડશે પણ ક્યાંથી, પ્રતાપસિંહ તારા પાખી,
ત્રીજે મુખે તારી ગમ વળશે, લાજ ક્ષત્રિની તેં રાખી;
તે માટે નાના મોટા સૌ, આશા તુજ ઉપર રાખે,
ખરૂં ક્ષત્રિ બીજ તું સાચવશે, એમ મુખેથી સૌ ભાખે. ૮
તું થકી ક્ષત્રિ શુદ્ધ નીપજશે, પ્રકાશશે ફરી રાજ્ય સ્થળે,
આર્યજનોની આશા પ્રતાપ, તુંજ વીણ બીજે ક્યાંથી મળે:
અરે તજાએ કેમ તેમને, જે ક્ષત્રિ આવે શરણે,
પ્રતાપ આશા ભંગ કરે કદી, નહિ નહિ કેમ બને મરણે. ૯

રાઠોડની આ પ્રમાણે કવિતામાં ઉશ્કેરણી વાંચ્યાથી પ્રતાપને જે જુસ્સો ઉપજ્યો તે દશ હજાર માણસની બરાબર હતો. તેથી તેનું પડી ભાગતું મન ઉશ્કેરાયું અને તે લડાઈ કરવાને તૈયાર થયો, કેમકે એ કવિતામાં કહ્યું હતું કે સઘળી રજપૂત જાતના લોકની આશા માત્ર તારા ઉપર છે, રજપૂતોની પવિત્રતા માત્ર તેંજ સાચવી છે, ને એ રજપૂતો જ્યારે મુસલમાનોથી છૂટશે ત્યારે તેઓ પવિત્ર થવાને તારીજ પાસે આવશે; આજ સુધી આટલી મહેનતે સાચવેલું એ શુદ્ધ રજપુતપણું જ્યારે તું ખોશે ત્યારે રજપૂતો શુદ્ધ શાથી થવાના ? પતિત રજપૂતોની એ આશા સફળ કરે એવો માત્ર તુંજ છે. આ માન કંઈ એને ઓછું ન હતું.

મુસલમાનો સાથે લડવાનાં સાધનો ખૂટી પડયાં હતાં. પૈસા ને માણસોની ખુવારી ખૂબ થઈ હતી. દેશ ઉજ્જડ થઈ ગયો હતો, વેપાર રોજગાર બંધ પડયો હતો, સઘળા લોકો નાસભાગ કરી રહ્યા હતા, એના સગાવહાલા ને મોટા મોટા સરદારો ને માણસો મરણ પામ્યા હતા, આખો મેવાડ મુસલમાનોએ જીતી લીધો હતો, અને તેની આસપાસ સઘળા દુશ્મનો વીંટળાઈ વળ્યા હતા, દુશ્મનોના હાથમાં તેનાં છૈયાંછોકરાં પકડાઈ જવાની દહેશતમાં આવી પડતાં હતાં, પોતાને અને પોતાના કુટુંબને ખાવાના પણ સાંસા પડતા હતા.

આવી સ્થિતિમાં મેવાડમાં સલામતીથી રહેવાય, અને કોઈ વાર કંઈ પણ સાધન વિના મેવાડને મુસલમાનોના હાથમાંથી છોડાવાય, એવી કાંઈ પણ નિશાની પ્રતાપને જણાઇ નહિ. તેથી એણે ઠરાવ કર્યો કે મેવાડને છેલ્લી સલામ કરી ને અને લોહીથી તરબોળ થએલું ચિતોડ તજીને પોતાના સિસોદીઆને પોતાની સાથે લઈ જઈ સિંધુ નદીના બેટમાં આવેલા સોંગડી લોકની રાજયધાનીના શહેરમાં વસાવવા અને મેવાડનો કીરમજી ઝુંડો ત્યાં રોપવો. ગમે તેટલું દુઃખ ખમવું અને છેવટે મરવું પણ મુસલમાનોને તાબે તો થવુંજ નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. સોંગડી લોકની રાજધાનીના ગામમાં જવાથી પોતાની ને પોતાની દુશ્મનોની વચ્ચે સિંધનું રણ આવ્યાથી એ જગા નિર્ભય હતી. તેથી ત્યાં જવાને માટે પોતાનું કુટુંબ, તથા જેઓ પોતાની સાથે આવા સંકટના વખતમાં પણ વળગી રહેલા હતા, અને આબરૂ ખોઈને દેશમાં રહેવા કરતાં આબરૂ સાચવવા માટે દેશ તજવાને વધારે પસંદ કરતા હતા, તેવા આગ્રહી સિસોદીઆની ટોળી લઈ તે અરવલ્લીનો ઘાટ ઉતર્યો, અને સિંધના રણની હદ ઉપર આવી પહોંચ્યો; પણ તેવામાં એક એવો બનાવ બન્યો કે જેથી પ્રતાપને પોતાનો ઠરાવ બદલવાની જરૂર પડી. મેવાડના ઇતિહાસમાં જેમ મુકાબલો ન થાય એવી સખત રાજ્યનીતિની નોંધ છે, તેમ તેમાં અનુપમ રાજયભક્તિના દાખલા પણ ઓછા નથી. રજપૂતો કે રજપૂતાણીઓ તો રાજ્યભક્તિ, સ્વામીભક્તિ, દેશભક્તિ ને સ્વાત્માર્પણનાં કે સ્વદેશાભિમાનનાં કામો કરે; પણ વાણીઆ જેવી ધનલોભી જાત ધનલોભ મૂકીને રાજ્યભક્તિ કે સ્વામીધર્મ બજાવે એ આશ્ચર્ય પમાડનારૂં છે. ગુજરાતીઓને માટે એ નવાઈની વાત છે. પણ મેવાડની ભૂમિના પ્રતાપજ એવા છે. મેવાડની પવિત્ર ભૂમિજ જાણે પોતાની પવિત્રતા સાચવવાને રજપૂતો, રજપૂતાણીઓ, ભીલો, ભીલડીઓ ને વાણીઆ સર્વને ઉશ્કેરતી હોયની એમ જણાય છે.

વખાનો માર્યો પ્રતાપ પોતાના માણસો લઈ મેવાડ તજીને નીકળ્યો, એ સમાચાર એના જુના કારભારી ભામાશાહને મળ્યા.

પોતાનો રાજા દુઃખી હાલતમાં કંઈપણ સાધન કે ઉપાય ન રહ્યો ત્યારે દેશ તજીને જાય છે, તો આપણે તેના કારભારી શા કામના ? બળ્યા આપણા પૈસા, અને બળ્યું આપણું જીવતર. જેના વડે આટલું આટલું કમાયા ને સુખ ભોગવીએ છીએ, તેજ દુઃખી હાલતમાં દેશ તજે છે, ને આપણે તેના પૈસાવડે સુખ ભોગવવું ! બળ્યું એ સુખ ! આવી અણીની વખતે હું એને કામ નહિ આવું ત્યારે મારૂં જીવતર શા કામનું ? રાજાને દુઃખમાં રિબાતો રહેવા દઈ હું સુખ ભોગવીશ ? ના, ના એ કદી બનવાનું નથી. મારાથી જે થાય તે મદદ મારા રાજાને મારે કરવીજ જોઈએ. આવા આવા વિચાર કરી ભામાશાહ એકદમ ઊઠી ઘોડેસ્વાર થયો અને ખોળતો ખોળતો તે સિંધના રણની હદ ઉપર પ્રતાપસિંહને આવી મળ્યો. પોતાના રાજાને આ પ્રમાણે નિરાશ થતો જોઈ ભામાશાહ પ્રતાપને ભેટી પડયો ને બોલ્યો, મહારાજા આપ ક્યાં પધારો છો ? શા માટે પધારો છો ? પ્રતાપે કહ્યું "કામદાર, મેવાડમાં રહેવામાં હવે કાંઈ માલ રહ્યા નથી. ત્યાં રહે આબરૂ સચવાય તેમ નથી. પાસે નથી માણસ કે નથી પૈસો. સગાંવહાલાંને મદદ કરનારા પણ મરી ફીટયા. મેવાડ પાછું મેળવવાનાં સાધનો નથી અને આશાએ નથી. માટે માત્ર આબરૂ સાચવવાને મેવાડ તજી કોઈ સલામત જગાએ રહેવાને આ તરફ આવ્યો છું. આખી પૃથ્વી આપણી છે. જ્યાં જોગ આવશે ત્યાં જઇને રહીશું." આવાં વચન સાંભળી ભામાશાહ ગળગળો થઈ ગયો. તે પ્રતાપને પગે પડયો ને બોલ્યો, અન્નદાતા, તમે આ દેહના માલીક છો. તમારૂં અન્ન ખાધું છે ને તમારૂં ખાઉં છું. મારી પાસે જે કંઈ છે તે આપનુંજ છે. આ દેહના ચામડાનાં તમારે માટે ખાસડાં સીવડાવું તો પણ તે થોડું છે. લાચાર છું કે આ વૃદ્ધ અવયવોમાં હવે કંઈ તાકાત રહી નથી, નહિ તો વાણીઓ છતાં પણ આપનું ખાધેલું અન્નપાણી મને હજાર હાથ જેટલું બળ આપત. મહારાજા સાહેબ, હવે હું કોઈ બીજી રીતે તો આપને મદદ કરી શકું તેમ નથી, પણ મારી પાસે થોડો ઘણો પૈસો છે તે આપનોજ છે. એ પૈસાવડે આપથી મેવાડ-

માતાનું જેટલું થાય તેટલું રક્ષણ કરો. પ્રભુ કરશે તો સૌ સારાં વાનાં થશે, માટે આપ પાછા પધારો. મારી સઘળી દોલત મેવાડની ને આપનીજ છે, અને તે મેવાડના ને આપનાજ કામમાં આવશે તેથી હું કૃતાર્થ થઈશ. આ પ્રમાણે ભામાશાહના આગ્રહથી જાણે મેવાડ-માતાએજ તેને મોકલ્યો હોય એમ માની તે તેની સાથે પાછો વળ્યો. ભામાશાહે પોતાની સઘળી દોલત પ્રતાપસિંહની આગળ ભેટ કરી. એવું કહેવાય છે કે એ દોલત પચીસ હજાર માણસોને બાર વરસ પહોંચે એટલી હતી ! ! કેવી રાજભક્તિ ને સ્વદેશપ્રીતિ ! ! એવો કોઈ પણ વજીર આખા ભરતખંડમાં આજે છે કે જે પોતાના રાજાના દુઃખમાં ભાગ લે, તેને દુઃખે દુઃખી ને સુખે સુખી થાય, ને જરૂરને પ્રસંગે સારી સલાહ આપે ? જે રાજાના પ્રતાપથી પૈસા કમાય છે તે રાજાના દુઃખમાં ભાગ લેનાર, તેને પૈસા આપનાર, ને મદદ કરનાર તો રહ્યા; પણ પોતાના રાજાને કુમાર્ગે ચઢતો અટકાવવાને સારી સલાહ આપનારજ કેટલા છે ? એ પ્રતાપ પણ ગયા, ને એ ભામા-શાહ પણ ગયા. પરંતુ તેમના સોમા ભાગનાએ ગુણ ધરાવનાર આજે કેટલા છે ? અરે ઇશ્વર અમારા ઉપર તારી એટલી બધી કેમ કરડી નજર ? અમે તારો શો અપરાધ કર્યો છે ? અમારા ઉપર ક્ષમા કરી અમારા અપરાધ માફ કર, અને આ દેશમાં પ્રતાપસિંહ જેવા રાજા ને ભામાશાહ જેવા વજીર ઉત્પન્ન કર. મેવાડને મુસ-લમાનોના હાથમાંથી છોડાવનાર ભામાશાહજ હતો. એનું નામ મેવાડના ઇતિહાસમાં મશહૂર છે. વાણીઆ જેવી લોભી જાતના ભામાશાહે આ પ્રમાણે અનુપમ રાજ્યભક્તિનો દાખલો આપ્યો છે; તે હાલના વણિકોને ખસુસ શીખવા યોગ્ય છે. ભામાશાહના પૈસા આવ્યાથી તથા પૃથુરાજના કાવ્યમાં આવેલો જુસ્સો યાદ કરીને પ્રતાપ ફરીને મેવાડ જીતવા આવ્યો. તેની પાસે પૈસા આવ્યા એટલે લડવૈયા માણસોની કાંઇ ખોટ રહી નહિ થોડીવારમાં એની સિસો-દીઆની ટોળીમાં લશ્કરની પૂરતી ભરતી થઈ. તેમને લઈને આ બહાદુર વીર મેવાડને છોડાવવા આવ્યો. દુશ્મનો ધારતા હતા કે પ્રતાપ સિંધના રણ તરફ થઈને પેલી મેર નાસી ગયો છે; તેવામાં

તેણે પોતાના મેવાડી લોકોની ટોળીઓ એકઠી કરી અને શાહબાજ-ખાનની દેવર ગામમાં છાવણી હતી તેના ઉપર હુમલો કર્યો, અને તેના ઘણા માણસોના ટુકડે ટુકડા કરી નાખ્યા. જેટલા બચ્યા તેટલા નાઠા. તેમની પાછળ પ્રતાપ આમેત સુધી પડયો, ને આમેતના કિલ્લેદારોને પણ કાપી નાખ્યા. દુશ્મનો આ ભયમાંથી જાગૃત થાય તે પહેલાં તો પ્રતાપે કોમલમેર પર હલ્લો કર્યો ને તે ગઢ જીત્યો. ત્યાંના કિલ્લેદાર અબદુલ્લાખાનને અને તેના લશ્કરને પણ કાપી નાખ્યું. એ રીતે ૩૨ કિલ્લા ઓચિંતા હુમલા કરીને થોડી મુદ્દતમાં જીતી લીધા, ને મુસલમાન લશ્કરનો ઘાણ કાઢયો. મેવાડના ઈતિહાસમાં કહે છે કે આ ટાણે પ્રતાપે મેવાડને ઉજ્જડ કર્યો, તથા સપાટ પ્રદેશમાં જે મળ્યું તેનો ભોગ તરવાર દેવીને આપ્યો. સન ૧૫૮૬ ની માત્ર એકજ સાલમાં એણે ચિતોડ, અજમેર અને માંડલગઢ વિનાનો પોતાનો સઘળો મુલક જીતી લીધો. પછી પોતાના ઉપર અંબરના રાજા માનસીંગે જે જીત મેળવી હતી, તેનો બદલો વાળવાને તેણે અંબરના રાજ્ય ઉપર હુમલો કરીને એના રાજ્યનું વેપારનું મુખ્ય સ્થળ માલપુરા લૂંટી લીધું.

તે પછી પ્રતાપે ઉદેપુર પણ જીતી લીધું. પ્રતાપના પરાક્રમ ને ધૈર્ય ઉપર અકબર અને તેનો સરદાર ખાનખાનાન ફીદા ફીદા થઈ ગયા હતા; તથા અકબરને આશ્રયે ગએલા રજપૂત રાજાઓ પણ પ્રતાપના પરાક્રમ, સાહસ અને ધૈર્યથી મોહિત થઈ તેમને પોતાના કૃત્યોની શરમ આવ્યાથી તેઓ પ્રતાપ તરફ નરમાશ બતાવતા હતા; તેથી તથા અકબરને બંગાળા ને કાશ્મીરની લડાઈમાં રોકાવું પડવાથી, પ્રતાપસિંહને મેવાડનું રાજ્ય પાછું મેળવ્યા પછી નિરાંત વળી.

એ રીતે દુશ્મનો તરફથી નિરાંત વળી ને એણે ખોએલું રાજ્ય પાછું મેળવ્યું. તોપણ એનું ચંચળ મન સ્થિર રહ્યું નહિ, તેથી એનું શરીર ઘસાઈ ગયું ને વ્યાધિ ઉત્પન્ન થઈ ને ભરજુવાનીમાં મરણ પામ્યો. એ રીતે જેણે એક વાર પોતાનું રાજ્ય પોતાની નિર્બ-

બળતાથી નહિ, પણ શત્રુના અજીતબળથી અને લડવાનાં પોતાનાં સાધનો ખૂટી પડયાથી ગુમાવેલું; તે પાછાં લડાઈનાં સાધનો મળ્યાં ત્યારે પોતાનાં પરાક્રમ, ધૈર્ય ને આગ્રહથી રાજ્ય મેળવી તે પોતાનીજ જન્મભૂમિમાં મરણ પામ્યો. મરતી વખતે કાર્થેજીનિયનની પેઠે એ સ્વદેશાભિમાની ને વીર પુરુષે પણ પોતાના સરદારોને અને દીકરાને, પોતાના દેશના દુશ્મનો સામેની લડાઇ બંધ નહિ પાડવાના સોગન ખવડાવ્યા. ત્યારે એ મહાત્માનો જીવ શાંતિમાં ગયો. કાર્થેજીનિયન સરદાર હેમીલ્કરે મરતી વખતે તેના દીકરા હાનીબાલને સોગન આપ્યા હતા કે તેના દેશના દુશ્મન રોમન લોકો સાથે મરતાં સુધી દુશ્મનાવટ છોડવી નહિ. હાનિબાલે તે સોગન છેવટ સુધી પાળ્યા હતા. હેમીલ્કરને હાનીબાલે જેવી હિંમતથી ખાતરી આપી હતી તેવી ખાતરી પ્રતાપને તેનો દીકરો આપશે એવો તેને ભરોંસો ન હતો. એનો દીકરો અમરસીંગ મેળવેલી કીર્તિ ગુમાવી દેશે, એવાં એનાં ચિહ્ન જણાયાં હતાં તેથી તેની ફીકરમાં એનો જીવ જતો ન હતો. આ વખતનાં જે ચિત્રો ચીતરેલાં છે, તે બહુ દયા ઉપજાવે તેવાં છે. પ્રતાપને એક ઝુંપડામાં મરણની પથારીએ પડેલો, અને એના વિશ્વાસુ ને સુખદુઃખના સાથીઓને એની આસપાસ બેઠેલા ચીતર્યા છે. મરતાં પહેલાં મનને માઠું લાગ્યું હોય એવો અવાજ સલુંબરાને કાને પડવાથી તેણે પ્રતાપને પૂછ્યું કે "તમારા આત્માને શું દુઃખ છે કે તે શાંતિમાં જતો નથી." પ્રતાપે ધીરે સાદે કહ્યું કે "મને શાંતિ મળે એવી પ્રતિજ્ઞાની મારે જરૂર છે, તે એ કે મારો મેવાડ તુર્કને હાથ જવા દેવો નહિ." મરવાની તૈયારી વખતે પોતાનો છોકરો પોતાના જેવા નહિ નીકળે, અને પોતાના સુખની ખાતર પોતે પોતાની બાળપણની સ્થિતિ ભૂલી જશે, તથા પોતાના દેશ ઉપર પડતા દુઃખોની દરકાર નહિ રાખે એવો થશે, એવું પોતે શાથી ધારે છે તેનો દાખલો સઘળાની આગળ પ્રતાપે કહી સંભળાવ્યો.

પેશોલા તળાવને કાંઠે પ્રતાપે અને એના સરદારોએ પોતાના દુઃખની વખતમાં વરસાદથી અને તાપથી રક્ષણ થવાને કેટલાંક

છાપરાં બાંધ્યાં હતાં. એ ઘરમાંથી પ્રતાપનો કુંવર અમરસીંગ બહાર જતો હતો. તેવામાં તેને ઘર નીચું છે, એ વાત યાદ નહિ રહ્યાથી છાપરામાંનો વાંસ એની પાઘડીમાં ભરાયો અને પાઘડી પડી ગઈ. એ વખતે એના મનને જે માઠું લાગ્યું, તે તેના દેખાવ ઉપરથી પ્રતાપના જોવામાં આવ્યું; ત્યારથી તેના મનમાં ખાતરી થઈ કે સ્વદેશને માટે જે જે મુસીબતો ખમવી જોઇએ તે અમર કદી ખમી શકવાનો નથી. મરતી વખતે તે બોલ્યો કે "એ અમરને રહેવાને માટે સુંદર મોટા મહેલ જોઇશે, એને સુખ ભોગવવાની ઈચ્છા ઉત્પન્ન થશે, તથા તેમ કરતાં મોજશોખ ને વૈભવ ભોગવવાની મરજી થશે, છેવટે મેવાડનું સ્વતંત્રપણું જાળવવાને આપણે આજ સુધીમાં જે હજારો સગાવહાલા અને આપણા શૂરા સિસોદીઆનાં લોહી રેડયાં છે, તે સ્વતંત્રતા ખોઈ દેશે; તેમજ મારા વહાલા સરદારો તમે પણ એનો દાખલો લઈ એના જેવાજ થશો. આવા વિચારથી મારો આત્મા શાંતિમાં જતો નથી." આ સાંભળી સઘળા સરદારોએ સાથે મળીને બાપા રાવળની ગાદીના સોગન ખાઈને કહ્યું કે "મેવાડ સંપૂર્ણ સ્વતંત્ર થાય ત્યાં સુધી તેઓ રાજ્ય મહેલ બાંધવા દેશે નહિ." આ સાંભળી પ્રતાપનું મન શાંત થયું અને શાંતિમાં એનો મહાન આત્મા આ દેહથી જુદો પડયો. મરણ સમયની પ્રતાપની દીર્ઘદ્રષ્ટિ કેવી સારી હતી તે અમરસીંગનો ઈતિહાસ કહી આપશે.

એ પ્રમાણે મરતાં સુધી જેના અંતઃકરણમાં સ્વદેશપ્રીતિ, સ્વદેશસુખ, સ્વદેશસ્વાતંત્ર્ય, સ્વદેશાભિમાન અને સ્વદેશોન્નતિએ નિવાસ કરેલો હતો; એવા પ્રતાપી પ્રતાપની પ્રતાપી જિંદગીનો છેડો આવ્યો. એને દરેક સિસોદીઓ આજે પણ પૂજ્ય બુદ્ધિથી સંભારે છે; અને મેવાડીઓમાં સ્વદેશાભિમાનની હજુ સુધી જે કાંઈ ચીણગારીઓ રહેલી છે, તે નાશ પામશે નહિ ત્યાં સુધી સંભાર્યા કરશે.

એ વખતે મોગલ રાજ્ય આખી દુનિયામાં જોરાવર હતું, તેમનું લશ્કર અસંખ્ય હતું, તથા તે [1]ગ્રીસની સ્વતંત્રા છીનવી

---

૧ ગ્રીસના મોરીઆમાં થએલી લડાઈઓને પેલોપોનેસસની લડાઈ કહે છે. આ લડાઇઓને પ્રખ્યાત કરનાર થ્યુસીડાઇડીસ થઈ ગયો.

લેવાને ઈરાનીઓએ મોકલેલા લશ્કર કરતાં ઘણું બહાદુર હતું. એવા મહા બળવંત રાજ્યની સામા એક નાના રાજ્યનો પ્રતાપ થોડા લશ્કર વડે સામો થયો ને લડયો, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મુસલમાનો સામા લડવાને તેનો જુસ્સો કેટલો ઉશ્કેરાયલો હોવો જોઈએ, તથા એનું મૂઠીભર લશ્કર કેટલું ઉશ્કેરાએલું હોવું જોઇએ. ગ્રીક લોકોની વિખ્યાતિ વધારનાર થ્યુસીડાઇડીસ અને ઝેનોફોન જેવા મેવાડમાં ઇતિહાસકર્ત્તા હોત; તો પેલોપોનેસસની લડાઇ કે [1]દશ હજાર ગ્રીકોનું પાછું હઠવું ઇતિહાસમાં જેટલો આનંદ પમાડે છે, તેના કરતાં મેવાડના પ્રતાપી રાજ્યમાં અતિશય આપદા વચ્ચે પ્રકાશિત થએલાં પ્રતાપી કામો આપણને વધારે આનંદ પમાડત. પાછું ન હઠે એવું પરાક્રમ, કીર્ત્તિને પ્રકાશિત કરે એવી હિંમત, બીજી કોઈ પ્રજામાં ભાગ્યેજ મળે એવી નીમકહલાલી સાથે આગ્રહ, એવા એવા ગુણો વડેજ, લોભી, અતિ બુદ્ધિમાન, અત્યંત સાધનોવાળા અને ધર્મના જુસ્સાવાળા મુસલમાનો સામો પ્રતાપ લડી શકયો. કેમકે એ સઘળા નહિ જીતાય એવા દૃઢ મનની આગળ કાંઈ ગણતરીમાં ન હતા. અરવલ્લીના આખા પહાડમાં એવી કોઈ જગા નથી કે જે જગા પ્રતાપે પોતાના પરાક્રમી કામથી પવિત્ર કરી ન હોય. એ પરાક્રમી કામો કોઇ વાર પ્રકાશિત જીતનાં અને ઘણીવાર તો પ્રતાપને જેબ આપે એવી હારનાં હતાં. હલદીઘાટ એ મેવાડનું [2]થરમાપીલીનું અને દેવર એ[3] મારાથોનનું મેદાન છે.

---

૧ દશ હજાર ગ્રીક લોકો ઈરાની રાજાના ભાઈ ડરાયસને મદદ કરવા ગયા હતા, પણ ડરાયસ હાર્યાથી બહુ મુસીબતે એ ગ્રીક લશ્કર પાછું આવી શકયું હતું. એ હારને પ્રખ્યાત કરનાર તેમનો સરદાર ઝેનોફોન છે.

૨ થરમાપીલી આગળ ગ્રીકોએ ઈરાનીના અસંખ્યાત લશ્કર સામે લડવામાં કીર્ત્તિવંત હાર ખાધી હતી. અને ૩ મારાથોન આગળ એવાજ જબરા ઈરાનીના લશ્કરને ગ્રીકોએ હરાવ્યું હતું.

દિલ્હીના પૃથુરાજાને અમર કરનાર તેનો કવિ ચંદ હતો, પણ પ્રતાપને અમર કરનાર તેવો કોઈ મોટો કવિ ન હતો એટલું છતાં પણ પ્રતાપી પ્રતાપની કીર્ત્તિનાં કાવ્ય મેવાડમાં ને ગુજરાતમાં આજે પણ ગવાય છે. એ કવિતામાંના કેટલાક ફકરા આ ઇતિહાસ પૂરો કરતાં પહેલા મૂકવા જરૂરના છે. બહાદુર રજપૂતોને તથા બહાદુર કવિઓને પ્રતાપ કેટલો પ્યારો હતો, તે એ ફકરા ઉપરથી વાંચનારને જણાશે. એ કવિતા ચારણી ભાષામાં છે.

### દુહા.

જનની જણતો એડા[૧] જણ, જેડા[૨] રાણા પ્રતાપ,
અકબર સુતો ઉદ્રકે[૩] જાણ[૪] સીરાણે[૫] સાપ;
વાઈ[૬] રાણા પ્રતાપે, બખતરમાં બરસી[૭],
જાણે ઢીમરરી[૮] જાળમેં, મોં કઢયો મસી.[૯]

### સોરઠા.

અકબર ઘોર અંધાર, અંજાણ્યાં ભૂપત અવર,
જાગે જગદાતાર પોહોરે[૧૦] રાણ પ્રતાપસિંહ;
હે ગોધલા હડાળ[૧૧] આરૂઝે[૧૨] અકબર કણે,
રણ તઇયો[૧૩] રાહ[૧૪] પ્રાંઝો[૧૫] હાડ પ્રતાપસિંહ.
અકબર સમુદ્ર અથાહ[૧૬], વેગ[૧૭] નત છોળો વહે,
મેવાડી તણમહિ[૧૮] પોયણ ફૂલ પ્રતાપસિંહ.

---

૧ એવા. ૨ જેવા. ૩ ઝબકે. ૪ જાણે. ૫ ઓશીકે. ૬ ઘોચી. ૭ બરછી. ૮ માછી. ૯ માછલે. ૧૦ ત્રણ કલાકે. ૧૧ એક દોરડે બે બળદ બાંધેલા હોય તે. ૧૨ માથું નમાવવું. ૧૩ ન આવ્યો. ૧૪ ઠેકાણે, કબજે. ૧૫ પહોંચેલો. ૧૬ અથાગ. ૧૭ ભરતીની. ૧૮ તેમાં.

# પ્રકરણ ૧૨ મું.

## અમરસિંહ.

### ઈ. સ. ૧૫૯૭ થી ઇ. સ. ૧૬૨૧ સુધી

પ્રતાપના સત્તર છોકરાઓમાંથી સૌથી મોટા અમરસિંહ તેની પછી ગાદીએ બેઠા. એ આઠ વરસનો હતો ત્યારથી તે એના પિતાના મરણકાળ પર્યંત તે નિરંતર સાથેજ ભટકતો હતો, અને એના દુઃખમાં ને આપદામાં એણે ભાગ લીધો હતો. દરેક જાતની પહાડી લડાઈમાં એના પ્રતાપી બાપે એને કેળવ્યો હતો, તથા લડાઈઓમાં પડતાં દુઃખોથી તે ભોમીઓ થયો હતો. એ રીતે માહીતી મેળવીને અમરસિંહ ઈ. સ. ૧૫૯૭ માં ભરજુવાનીમાં ગાદીએ બેઠો. પોતાની તરવાર વડે જેટલું સંપાદન કરે તેટલું સાચવી શકે એવા બહાદુર રજપુત જોદ્ધાઓથી અમરસિંહનો દરબાર ભરેલો હતો.

પ્રતાપનો સૌથી મોટો દુશ્મન અકબર પ્રતાપના મુઆ પછી માત્ર આઠ વરસ જીવ્યો. પ્રતાપની સામે લડવામાં અકબરને પોતાનું મન એટલું બધું રોકવું પડયું હતું, તથા જીત થઇ તે પણ એટલી બધી મોંઘી થઇ હતી કે એ લડાઈઓ અકબરને બંધ કરવી પડી. અકબરની બાકીની જિંદગીમાં તેણે અમરસિંહને છેડયો નહિ. અમરસિંહને પણ મોગલોની બહોળી સત્તાની સામે વગર કારણે લડાઈ જોડવી વ્યાજબી હતી નહિ. તેથી અકબર જીવ્યો ત્યાંસુધી મેવાડના દિવસ સલાહશાંતિમાં ગુજર્યા. એ વખતે અમરસિંહે રાજ્યમાં સુધારા કર્યા. જમીનના વિભાગ ફરીને પાડયા અને જાગીરદારોને જાગીરની ફરીને વહેંચણી કરી આપી, તથા તેના બદલામાં કેટલો વખત નોકરી કરવી તે નક્કી કર્યું. એણે ચઢતા ઉતરતા હોદ્દા ઠરાવ્યા તે આજ સુધી ચાલે છે. વળી તેણે બીજા કેટલાક ધારા કર્યા. પાઘડી કેવા ઘાટની બાંધવી તે પણ ઠરાવ્યું. એણે નક્કી કરેલી પાઘડીને અમરસાઈ પાઘડી કહે છે; અને આજે પણ રાણાઓ અને કેટલાક ઉમ-

રાવો દરબાર વખતે એજ ઘાટની પાઘડી બાંધે છે. પરદેશીઓની પોતાની મૂળ ઘાટની પાઘડી બાંધવા દેવાની છૂટ રાખી હતી. આ ફેરફારોનાં ચિત્રો આ દેશમાં પત્થરના સ્તંભો ઉપર કોતરેલાં ઘણે ઠેકાણે આજે પણ માલમ પડે છે.

પણ અમરસિંહે આ પ્રમાણે શાંતિમાં દિવસ ગુજાર્યાથી પ્રતાપનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડયું. એની આપેલી શિખામણ ઉપર એણે લક્ષ દીધું નહિ. તેણે પોતે રહેવાને માટે એક તળાવને કાંઠે મહેલ બંધાવ્યો અને પોતાના નામ પરથી તેનું નામ અમરમહેલ પાડયું. એ મહેલ તેની બાંધણીને માટે આજ પ્રખ્યાત છે. અકબરના છોકરા જહાંગીરે ગાદીએ બેઠા પછી પોતાના રાજ્યનો સળો કહાડીને બંદોબસ્ત કર્યો. આ વખતે મોગલોનું ઉપરીપણું કબૂલ નહિ રાખનાર માત્ર મેવાડનોજ રાણો હતો. તેને જીતીને પોતાના રાજ્યને પ્રખ્યાત કરવાનું તેણે ધાર્યું; અને સઘળું પાદશાહી લશ્કર એકઠું કરી મેવાડ ઉપર જવાનો હુકમ કર્યો.

શાંતિ ભોગવવાનો લોભ અને કીર્તિ એ બેની વચમાં અમરસિંહનું મન આ વખતે ઘોળાવા લાગ્યું. શાંતિ ભોગવવી કે કીર્તિ મેળવવી એ બેમાંથી શું કરવું તે એને સૂઝતું નહિ. એ જે કહે તેને હાજીહા ભણનારની પણ દરબારમાં કાંઈ ખોટ ન હતી. મેવાડના સરદારો જ્યારે અમરસિંહને ચેતાવવાને અને આ અણીના વખતને માટે તૈયાર કરવાને ગયા ત્યારે તેમણે ઉપર વર્ણવી તેવી સ્થિતિમાં તેને દીઠો. ત્યારે બહાદુર ચંદાવતે પ્રતાપી પ્રતાપના મરતી વખતના બોલ સઘળાને યાદ આપીને તે પ્રમાણે વર્તવાને કહ્યું, ત્યારે તેઓ પ્રતાપનો દાખલો લેવાને અને તે પ્રમાણે કરવાને તૈયાર થયા.

પોતાના કહેવાની કંઇ પણ અસર રાણા ઉપર થઇ નહિ, તેથી ચંદાવતે ગાલીચાની કોર દાબવા મૂકેલું પિત્તળનું વાસણ રાણાજીના હુકા તરફ ફેંકયું, અને ઉભા થઈ રાણાનું કાંડું ઝાલી તેમને ગાદીએથી ઉઠાડયા; પછી સરદારો તરફ ફરીને તેમને કહ્યું, કે "સર-

દારો સવાર થાઓ અને પ્રતાપના પુત્રને અપકીર્તિમાંથી બચાવો." આ દેખીતી અપમાન ભરેલી રીત જોઈ કેટલાકને માઠું લાગ્યું, અને તેમણે આ સ્વદેશાભિમાની સરદારને દગાખોરની ઉપમા આપી; પણ પોતાના મનમાં પોતાનો આ ખરો ધર્મ છે એમ સમજ્યાથી તથા સારા સારા સરદારો એની મદદમાં હોવાથી ચંદાવતે પોતાના આ અપમાનની દરકાર રાખી નહિ. તેણે રાણાજીને ઘોડા ઉપર સવાર કર્યા, અને મેવાડના સઘળા શૂરા રજપૂત સરદારો તેમને વીંટળાઈ ચાલ્યા. અમરસિંહને આ અપમાનથી ઘણું ખોટું લાગ્યું અને તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, તો પણ તે બોલ્યો નહિ. એ રીતે તેઓ ડુંગરાની ઓળ ઉતરી હાલ જ્યાં જગન્નાથનું દહેરૂં છે, ત્યાં આવ્યા ત્યારે અમરસિંહનો રોષ શમ્યો. આંસુઓ પડતાં બંધ થયાં, અને પોતાની મૂછ ઉપર તાલ દઈ પોતાની આસપાસના સઘળા સામંતોને નમ્રતાથી સલામ કરી (પોતાની સલામ નહિ કરેલી તે) ભૂલને માટે માફી માગી. પછી સલુંબરા તરફ ફરીને મોટો ઉપકાર માન્યો, તથા તેને કહ્યું કે હવે આગળ ચાલો. મારા પિતાજીને આપણે ભુલાવી દઈશું, તેમની ખોટ તમને જણાશે નહિ. મારા બહાદુર પિતાએ મરણકાળે કહેલાં વચનો ભૂલી જવાનું ફળ અત્યાર સુધી મને મળ્યું છે, અને મારા શૂરા વીર સરદાર, તમારા જેવો નીમકહલાલ, એકવચની, દૃઢ ને નીડર પુરુષ મને સરદાર નહિ મળ્યો હોત, તો કદાચ મારા પિતાનું ભવિષ્ય ખરૂં પડત અને હું મારે માથે કાળી ટીલી લેત, તથા મેવાડની નિષ્કલંક ગાદીને માથે હમેશને માટે કલંક ચોટત. હવે મારી તે ભૂલ મને માલમ પડી છે અને તે માત્ર તમારાજ નીડરપણાથી. હું આશા રાખું છું કે હવે હું તમને મારા પિતાની ખોટ પડવા નહિ દઉં, તથા તમને ખાતરી કરી આપીશ કે સિંહના બચ્ચા તે સિંહજ હોય. એમ બોલતો તે બંધ રહ્યા કે સઘળા આનંદમાં ને ઉત્સાહમાં આવી ગયા, અને પરાક્રમની વાતો કરતા તથા ઉશ્કેરાતા કેવરના મેદાન સુધી આવી પહોંચ્યા. ત્યાં આગળ પાદશાહી લશ્કર સાથે મેળાપ થયો. મોગલાઇ

લશ્કરનો સરદાર ખાનખાનાનનો ભાઇ હતો, તેને રજપૂતોએ બહાદુરીથી હરાવ્યો, અને પાદશાહી લશ્કરને નસાડી મૂક્યું ઈ. સ. ૧૬૦૮.

આ લડાઈમાં સૌથી વધારે પ્રખ્યાતિ રાણાજીનાં કાકા કાનજીએ મેળવી. એ કાનજીના વંશજોને કાનાવત કહે છે. તે પછી થોડા વખત સુધી લડાઈ બંધ પડી. સંવત ૧૬૬૬ ની વસંતઋતુમાં રાણપુરની ખીણમાં ફરીને લડાઈ સળગી. પાદશાહી લશ્કરનો સરદાર અબદુલ્લાખાન હતો, તેને ચિતોડીઓએ હરાવ્યો અને તેના લશ્કરને તારાજ કરી નાખ્યું. પણ તેમાં મેવાડના મોટા મોટા પરાક્રમી સરદારો માર્યા[1] ગયા. આ જીતથી રજપૂતો પૂરા ખુશી થઈ ગયા. મેવાડની પડતીના વખતમાં ગોદવાડના પ્રગણામાં મેવાડનો વાવટો એકવાર ફરીને ઊડયો અને જાણે કીર્તિનો પ્રકાશ વધારે થયો હોય એમ જણાયું.

આ પ્રમાણે ઉપરાછાપરી હાર થયાથી જહાંગીર ભયભીત થયો. અને મેવાડ ઉપર ચઢાઇ કરવાને એક જબરૂં લશ્કર તૈયાર કરવા લાગ્યો, અને તેની સાથે મેવાડની અસલની રાજધાની ચિતોડમાં નવો રાણો ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. આમ કરવાથી અમરસીંગના પક્ષમાંથી ઘણા રજપુતો ખસી જશે એમ એણે ધાર્યું. ચિતોડ માટે મેવાડીઓને ઘણું અભિમાન હતું, તેથી તેઓ અમરને છોડી દેશે એમ માન્યું. પણ ધન્ય છે રજપુતની નીમકહલાલીને કે જહાંગીરની એ ધારણા તેમણે પાર પડવા દીધી નહિ. ગાદીએ બેસાડવાને જહાંગીરે પ્રતાપના ભાઈ સગરને પસંદ કર્યો. એ સગર પ્રતાપનો પક્ષ

---

૧ દેવગઢનો દુદો સાંગાવત, તથા નારણદાસ, સૂરજમલ યશકરણ વગેરે. ૧ લા વર્ગના સિસોદીઆઓ; સક્તાવતનો સરદાર, ભાણનો દીકરો પુરણમલ, હરીદાસ રાઠોડ, સાદરીનો ઝાલો ભૂપતસીંગ, કહીરદાસ કચ્છવા, બેડલાનો ચોહાણ કેશવદાસ ને જેમલના વંશના મુકુંદદાસ રાઠોડ, એટલા એ લડાઈમાં મરાએલામાં મુખ્ય હતા.

છોડી અકબરના પક્ષમાં ગયો હતો. એને જહાંગીરે પોતાને હાથે તરવાર બાંધી અને મોગલોનું થોડું લશ્કર આપીને ચિતોડનાં ખંડીઅરોમાં રાજ્ય કરવા મોકલ્યો.

સાત વરસ સુધી સગરને માન આવકાર દેવા માટે રજપૂતો આવ્યા નહિ. ચિતોડનો રાજ્યપુત્ર ચિતોડમાં રાજ્ય કરવા આવ્યો, છતાં તેનાથી પણ રજપૂતો ઉપર કાંઈ અસર થઇ નહિ. સગર પોતાના ભાઈ ભત્રીજા તરફ વજ્ર જેવા હૈયાનો હતો, તોપણ ચિતોડનો બચાવ કરતાં મૂએલા વીર પુરુષોના પાળીઆ જોઇ તેનું હૈયું ભરાઇ આવ્યું. માળવા ને ગુજરાતના બાદશાહો ઉપર મેળવેલી જીત વખતે બનાવેલો વિજયસ્તંભ જોઈ એને વારે વારે શરમ લાગતી હતી. ચિતોડના બહોળા વિસ્તારમાં એક તસુ જગા પણ એવી ન હતી કે જે એના બાપદાદાઓએ કરેલાં પરાક્રમ વગરની હોય. તે જોઈ પોતાની નાલાયકી એને જણાઈ આવતી. પોતાનું બાયલાપણું એને માલમ પડે એના જેવું અંતઃકરણને ઉશ્કેરનાર બીજું શું છે? સગરનું હૈયું ભરાઈ આવ્યું, અને ભાઈ ભત્રીજા પરનો દ્વેષ જતો રહ્યો. તેણે પોતાના ભત્રીજાને (અમરસીંગને) તેડવા મોકલ્યો. અને ચિતોડનો કબજો સોંપીને પોતે કંદહારના એકાંત મુલકમાં જઇ રહ્યો. થોડી મુદ્દત પછી જ્યારે તે જહાંગીરના દરબારમાં ગયો, ત્યારે ત્યાં તેને ઠપકો આપ્યો, આથી પોતાની કટારી ખેંચી પાદશાહના દેખતાં મરણ પામ્યો. મુસલમાન થયા પછી સગરને ઘણા દીકરા હતા, તેમાંનો એક જણ મુસલમાન થઇ ગયો હતો, તેનું નામ મોહોબતખાન પડયું. એ મોહોબતખાન જહાંગીરના વખતમાં બહુ પ્રખ્યાત સરદાર થઇ ગયો છે.

અમરસીંગે પોતાના વડીલોની રાજ્યગાદીનો કબજો લીધો, પણ તેના બચાવનાં સાધનો તેની પાસે ન હોવાથી ઉલટો તે વધારે મુશ્કેલીમાં આવ્યો. ચિતોડનો કબજો લેવાથી માઠાં પરિણામ ઘણી વાર નીપજ્યાં છે, તે પ્રમાણે આ વખતે પણ થાય એમાં નવાઇ નથી. પર્વતોમાં રહી દુસ્મનોને હેરાન કરવા, અને એ રીતે દુસ્મનોએ મેળવેલી જીત નિરુપયોગી કરવી, એજ માત્ર મેવાડીઓને સ્વતંત્રપણું

જાળવવાનો રસ્તો હતો; તે ચિતોડનો બચાવ કરવામાં જતો રહ્યો. ચિતોડ આવવાથી તેની આસપાસનાં ૮૦ ગામ અને કિલ્લાઓ મળ્યા. તેમાં ઓન્તાલાનો કિલ્લો જીતવા જતાં હરોલમાં કોણે રહેવું તેને માટે ચંદાવત અને શક્તાવત વચ્ચે ટંટો થયો. એક કહે હું જાઉં ને બીજો કહે હું જાઉં. ચંદાવતને વંશપરંપરાનો હક્ક હતો, અને શક્તાવત પોતાના પરાક્રમ વડે એ જગાને લાયક હતો. અમરસીંગે કહ્યું ઓન્તાલા જીતીને જે અંદર જાય તે હરોલમાં રહે. શક્તાવત પહેલો પહોંચ્યો પણ દરવાજો તોડવાને તેના હાથીને હાંકયો, ત્યારે દરવાજાના ખીલાથી ડરીને તે આગળ ગયો નહિ ને દરવાજો તૂટયો નહિ. શક્તાવત પંડે હાથી ને દરવાજાની વચ્ચે ઉભો રહ્યો અને માવતને હાથી હાંકવાને કહ્યું. માવતે હાથી હાંકયો ને દરવાજો તૂટયો. તેનાં માણસો પોતાના સરદારના મુડદા આગળ લડાઈ લડી અંદર જવા લાગ્યા. ચંદાવત નીસરણી મૂકી ઉપર ચઢતો હતો તેવામાં ગોળી વાગી અને તે પડયો. તેના પછી તેનો સગો સરદાર થયો. તેણે ચંદાવતનું મુડદું લુગડામાં વીંટી પોતાની પીઠે બાંધ્યું ને પોતે ઉપર ચઢયો; ને પોતાના ભાલા વડે મોગલોને મારીને ચંદાવતનું મુડદું ઓન્તાલાના કિલ્લામાં લાવી મૂકયું, પછી જયજયનો પોકાર કરીને કહ્યું કે હરોલ દોરવાનો હક્ક ચંદાવતને છે. ઓન્તાલામાં પહેલા અમે પેઠા છીએ. એમના પછી તરત શક્તાવત પણ અંદર પેઠો. મોગલો મરાયા ને ઓન્તાલા રજપૂતોને તાબે આવ્યો, પણ હરોલ દોરવાનો હક્ક ચંદાવતનોજ રહ્યો. આ કિલ્લો લેતાં શક્તાવતના સોળ ભાઈઓ અને સલુંબરા ( ચંદાવત ) ના ત્રણ ભાઈ મરાયા. ચંદાવતની ઉત્પત્તિ પાછળ આવી ગઈ છે; અને શક્તાવતની ઉત્પત્તિ નીચે પ્રમાણે છેઃ—

ઉદેસિંહના ૨૪ છોકરામાંનો શકતો બીજો છોકરો હતો. આખી જિંદગીમાં ભયનું નામ એણે જાણ્યું ન હતું. એ પાંચ વરસનો હતો ત્યારથીજ એ ભય રહિત છે એમ માલમ પડયું હતું. ઉદેસિંહના દરબારમાં બખ્તરદારે એક નવી કટારી આણી. તેની ધારની પરીક્ષા આછા આછા પાથરેલા રૂ ઉપર હંમેશના રિવાજ પ્રમાણે કરવાની

હતી. શક્તાએ એ કટારી જોઈને રાણાને પૂછ્યું, કે એ શું હાડકાં ને માંસ કાપવા માટે નથી આણી? એમ કહીને તે કટારી ઝાલી પોતાના હાથ ઉપર અજમાવવા લાગ્યો. (એ વખતે તે પાંચ વરસનો હતો). હાથમાંથી લોહી વહેવા લાગ્યું, પણ તેણે દુઃખની કે ભયની નિશાની જણાવી નહિ. રાણાએ જોષીને બોલાવીને શક્તાની જન્મોત્રી જોવડાવી, ત્યારે જોષીએ કહ્યું કે એ છોકરો મેવાડનો વિનાશ કરનારો થશે; તેથી કે હાથ કપાયો છતાં દુઃખ લાગ્યું હોય એમ ન જણાવ્યાથી એની લાગણી નાશ પામી હોય એમ ધારીને, રાણાએ એ છોકરાને મારી નાખવા માટે મારા મોકલ્યા. મારાઓ લઈ જતા હતા ત્યારે સલુંબરાએ તેને ઉગાર્યો. સલુંબરાએ આવી રાણા પાસે અરજ કરીને માગી લીધું, કે મારે કંઈ છોકરા નથી માટે હું એને રાખું, ને કેળવીને ચંદાવતો ( સલુંબરા ) નો સરદાર થવાને ઉછેરૂં. રાણીએ એમ કરવાની રજા આપી, તેથી શક્તાને સલુંબરા લઇ ગયો. ચંદાવતને ઘડપણમાં પોતાની સ્ત્રીથી છોકરાં થયાં, તેથી પોતાનો વારસ કોને રાખવો તેની ગડભાંજમાં સલુંબરા હતો, તેવામાં શક્તાના ભાઈ પ્રતાપસિંહે તેને પોતાના દરબારમાં આવી રહેવા તેડું મોકલ્યું. બંને ભાઈ થોડી મુદ્દત સુધી સુખચેનમાં રહ્યા. એક દિવસે બંને ભાઈ શિકારે ગયા હતા ત્યાં તેઓને તકરાર પડી, તેથી આગળ જતાં તેઓને એક બીજા ઉપર અણગમો થયો. એક વાર બંને ભાઇ શિકારમાં આઘા નીકળી પડયા, ને ત્યાં બંનેએ પોતાની લડાઈ પતાવવાને ઠરાવ કર્યો, કે બંને જણાએ એક બીજાને ભાલા મારવા અને તેમાં જે જીતે તે ખરો. શક્તાએ કહ્યું કે ચાલો ત્યારે, પણ જોજે હવે પાછો પડતો નહિ; વળી તેણે કહ્યું ચાલો તમે શરૂઆત કરો, એટલે પ્રતાપે કહ્યું કે પહેલો તું ચલાવ. એમ કરતાં તેમણે બંનેએ સાથે ભાલા મારવાનો ઠરાવ કર્યો. એવામાં રાજ્યગોર તે બંનેની વચ્ચે ધસી આવ્યો ને તેણે હાથ જોડીને કહ્યું કે મહારાજ, રાણાની ગાદી બીનવારસી કાં કરો છો? પણ તેનું કહેવું કોઇએ સાંભળ્યું નહિ. ત્યારે ગોરને કંઇ બીજો રસ્તો સૂઝયો નહિ, તેથી તે કટારી

કહાડી પોતાના પેટમાં ખોસી મુડદું થઈ બંને ભાઈઓની વચમાં પડયો. ગોરના મૂઆનું પાપ પોતાને માથે આવ્યાથી તેઓ લડતાં અટક્યા. પ્રતાપે શક્તાને હુકમ કર્યો કે તારે મારા રાજ્યમાં ન રહેવું. શક્તો પોતાના ભાઈને નમીને ચાલ્યો ગયો ને અકબર પાસે જઈ રહ્યો. પ્રતાપે પોતાના નીમકહલાલ ગોરની સારી રીતે ઉત્તરક્રિયા કરાવી તથા પ્રાયશ્ચિત કર્યું, અને તેના છોકરાને યાવચ્ચંદ્રદિવાકરૌ સલેરા ગામની જાગીર આપી, જે આજે પણ તેના વંશજો ભોગવે છે. નીમકહલાલીને માટે મૂએલા મહારાજની મરણની જગા પણ આજ સુધી જાણીતી છે. શક્તો ગયો ત્યારથી પ્રતાપ હલદીઘાટની લડાઈમાં નાઠો ત્યારે તેને મારવાને ગએલા બે મોગલોને મારીને પોતાના ભાઈનો જીવ ઉગારી " ખોરાસાન મુલતાનકા અગલ " નું નામ મેળવ્યું, ત્યાં સુધી તેઓ ફરીને એકઠા થયા નહિ. પ્રતાપસિંહે શક્તાને ભૈનસ્રોરની જાગીર આપી હતી, એ વાત પાછળ આવી ગઈ છે. તેને સત્તર છોકરા હતા તેમાંના મોટા છોકરા ભાણજીના સોળ છોકરા ઓન્તાલાના હુમલા વખતે હાજર હતા, તેમાંથી પાંચ મુખ્ય મરાયા. એ શક્તાના વંશજોને શક્તાવત કહે છે.

ઉપર કહ્યા પ્રમાણે ઉપરાઉપરી હાર થવાથી જહાંગીર ભયભીત થયો. તેણે એક મોટું ગંજાવર લશ્કર તૈયાર કરીને રાણાનો નાશ કરવાનો ઠરાવ કર્યો, અને તે ઠરાવ અમલમાં લાવવાને પંડે અજમેર આવ્યો: તથા ત્યાં પાદશાહી લશ્કર એકઠું કરીને પોતાના દીકરા પરવીજને તેનો મુખ્ય સરદાર નીમ્યો. વિદાય કરતી વખતે જહાંગીરે પરવીજને કહ્યું, કે રાણો જાતે અગર તેનો પાટવી કુંવર કરણ તને તાબે થાય તો તેમને યોગ્ય આદરસત્કાર દઈ મળવું, તથા તેના મુલકને કંઈપણ નુકસાન કરવું નહિ. ઇ. સ. ૧૬૧૧.

રાણાજી તો મોગલોને ભેટવાને તૈયાર થએલા હતા. તેમના મનમાં તાબે થવાનો તો સ્વપ્નામાં પણ વિચાર આવ્યો ન હતો. ઉલટા તેઓ જીત થવાથી દારૂ પીધેલા હાથીની માફક મસ્ત થએલા હતા. અરવલ્લીના પહાડમાં જવાના નાકા આગળ જ્યાં લોહીની રેલો

ઘણી વાર વહી હતી, ત્યાં આગળ ખામનોર નામે જગા છે: એ જગાએ મોગલાઈ ને રજપૂત લશ્કરનો ભેટો થયો. તેમાં રજપૂતોના પોબાર પડયા. હજારો મોગલો રણક્ષેત્રમાં પડયા, તથા પરવીજ જે રાણાને તાબે કરવાને તથા પાદશાહ તરફથી માન પામવાને ઉલટભેર આવ્યો હતો તે, તથા તેનું જીવતું રહેલું લશ્કર ઉભી પુંછડીએ નાસી ગયું. રજપૂતો તેમની પાછળ પડયા અને મોગલો અજમેર પહોંચે તે પહેલાં તો હજારો જણાનો ઘાણ કાઢયો. મોગલ ઇતિહાસકર્ત્તાઓ પોતાની આ હાર કબુલ કરે છે, એટલુંજ નહિ પણ મેવાડીઓનો એ દિવસ કીર્તિવંત હતો એમ લખે છે. તેઓ કહે છે કે પરવીજ ખીણમાં અંતરાઇ ગયો હતો, એના લશ્કરમાં દ્વેષભાવ ઉત્પન્ન થયો હતો, અને તેની ખોરાકી આવતી રજપૂતોએ બંધ પાડી હતી. એવી અગવડ ભરેલી સ્થિતિમાં હુમલો થયો, તેથી મોગલો ભાંગીતૂટી હાલતમાં નાસી ગયા, અને રજપૂતો તેમની પાછળ પડયા, તેમાં સંખ્યાબંધ મોગલોનો ઘાણ નીકળ્યો. પણ જહાંગીર પાદશાહ પોતાની *ડાયરીમાં આ હારનો ઢાંકપીછોડો કરે છે. જહાંગીર માત્ર એટલુંજ લખે છે કે "મને લાહોર મુકામે આવી મળવા સારૂ પરવીજને મેં પાછો બોલાવ્યો, અને તેના દીકરાને તથા કેટલાક સરદારોને રાણાની હીલચાલ તપાસવા સારૂ ત્યાં રાખવાનો હુકમ કર્યો." આ છોકરો મોહોબતખાનની સલાહ પ્રમાણે ચાલતો હતો. તેની પણ પરવીજના જેવીજ અવસ્થા થઈ. રજપૂતોએ તેને નસાડયો અને તેમાં તે મરાયો.

પણ એ પ્રમાણે જીતો મેળવ્યાથી મેવાડના દુઃખનો છેડો આવ્યો નહિ. દરેક લડાઇમાં મેવાડના શૂરા લડવૈયા ઘટવા લાગ્યા અને દુશ્મનો તો વધતા જતા હતા. પ્રતાપસિંહના મુઆ પછી અમરસિંહ સત્તર લડાઇઓ લડયો અને જય પામ્યો, પણ એ લડાઇઓમાં એના અનુભવી બહાદુર વીરોના મરણથી વિજયની આશા ઓછી થતી ગઈ. વળી અમરસિંહને થોડો વખત નિરાંત પણ મળતી ન હતી

* રોજનામું—રોજ જે જે બનાવ બને તેની નોંધ રાખવાની ચોપડી.

કે લડાઈનાં સાધનો એકઠાં કરે, તથા નાના જુવાનીઆ લડાઈને યોગ્ય થાય. જહાંગીરે વળી એક મોટું લશ્કર તેના બહાદુર બેટા ખુરમની સરદારી નીચે તૈયાર કર્યું. એ ખુરમ દિલ્હીની ગાદીએ બેઠા પછી શાહજહાનને નામે પ્રખ્યાત થયો.

રાણાએ પોતાના દીકરા કરણની સહાયતાથી પહાડી જોદ્ધાઓ એકઠા કર્યા, પણ અસંખ્યાત લશ્કર સામે લડવાને માત્ર મૂઠીભર મેવાડીઓ એકઠા થઈ શક્યા. મેવાડનો કીરમજી વાવટો જે ઘેલોટીઓના મસ્તક ઉપર આઠસો કરતાં વધારે વરસથી સ્વતંત્રતાના જુસ્સામાં ઉડતો હતો, તે આ વખતે જહાંગીરના છોકરાના હાથમાં ગયો. આ લડાઈની હકીકત જહાંગીર પાદશાહે આપી છે તે નીચે પ્રમાણેઃ—

" મારા રાજ્યના આઠમા વરસમાં (ઈ. સ. ૧૬૧૩ માં) મેં અજમેર જવાનો નિશ્ચય કર્યો. મારા ભાગ્યશાળી દીકરા ખુરમને મેં આગળથી રવાના કર્યો. રવાના થવાનો વખત થયો ત્યારે તેને એક હાથી, ઘોડો, તરવાર, ઢાલ ને કટારી બક્ષીસ મોકલી; તથા એના હંમેશના લશ્કર સિવાય અજીમખાનની સરદારી નીચે બીજા બાર હજાર સવારો વધારે આપ્યા. એના લશ્કરના સઘળા અધિકારીઓને પણ યોગ્ય બક્ષીસો આપી.

નવમા વરસની શરૂઆત (ઈ૦ સ૦ ૧૬૧૪) માં મારા દીકરા ખુરમના મોકલેલા, રાણાના આલમગુમાન અને બીજા સત્તર હાથીઓ મારી પાસે આવ્યા. બીજે દિવસે હું આલમગુમાનપર સવાર થઈ બહાર નીકળ્યો, અને અત્યંત ખુશીમાં આવી ગરીબોમાં ખૂબ સોનું વહેંચ્યું.

થોડી મુદ્દતમાં એક ખૂશકારક ખબર આવી કે રાણો અમરસિંહ તાબે થવાનો વિચાર કરે છે. મારા ભાગ્યશાળી કુંવર ખુરમે રાણાના પહાડી મુલકમાં મારી સત્તા અને થાણાં બેસાડયાં હતાં. રાણાનો મુલક ત્યાંનાં હવાપાણી અસુખાકારી હોવાથી તથા પહાડી ને ઉજ્જડ હોવાથી આજ સુધી અજીત કહેવાતો હતો. એવા દેશમાં

વરસાદ ને તાપની દરકાર કર્યા વગર મારા લશ્કરે નિરંતર હુમલા ને લૂંટફાટ કરી તેથી, મારામારી ને કાપાકાપી ચાલ્યાથી, અને મેવાડીઓમાંના પ્રખ્યાત પુરુષોનાં બૈરાંછોકરાં કેદ પકડાયાથી છેવટે રાણાને તાબે થવાની જરૂર પડી; કેમકે જો વધારે વાર લડાઈ જારી રહી હોત તો તે કેદ પકડાઇ જાત, કિંવા તેને પોતાનો સ્વદેશ તજીને પરદેશ જઈ રહેવું પડત. આથી તેણે તાબે થવાનો ઠરાવ કર્યો, અને પોતાના બે સરદાર સુપકરણ અને હરિદાસ ઝાલાને ખુરમની છાવણીમાં મોકલ્યા. તેમણે કહ્યું કે જો તમે રાણાને માફ કરો અને તેને ભેટો, તો તેઓ તમને આવીને તાબે થાય: તથા બીજા હિંદુ રાજાઓની માફક એ પણ પોતાના દીકરા કરણને પાદશાહી છાવણીમાં સરદારી કરવા મોકલે. પણ રાણાજીને દિલ્હીમાં બોલાવવાનું માફ કરવું જોઈએ. આ સઘળી હકીકત મારા દીકરાએ શુકરઉલ્લા અફ્જુલખાનની સાથે મોકલી.

મારા અમલમાં રાણો તાબે થવાનું સાંભળી મને અતિશય ખુશી વ્યાપી. મે મારા દીકરાને હુકમ કર્યો કે રાણાજીને એમના મૂળ વતનમાંથી કહાડવા નહિ. ખરેખરૂં તો એ હતું કે રાણા અમરસિંહ અને તેના વડવા અભિમાની હતા. તેઓ એમના પહાડી ને વિકટ મુલક ઉપર તથા પોતાના બળ ઉપર મુસ્તાક હતા. તેઓ હિંદુસ્તાનના રાજાને જાણતા નહતા કે તેને તાબે થયા નહતા. મારા વખતમાં રાણો તાબે થવાને તૈયાર થયો તે લાગ જવા દેવો નહિ, એવી મારી ઇચ્છા હતી; તેથી મે તરતજ મારા દીકરાને લખ્યું કે હું રાણાને માફ કરૂં છું; તથા દોસ્ત તરીકે રાણાજીને ફરમાન મોકલ્યું કે તમારે મારી સંભાળ અને રક્ષણ ઉપર ભરોંસો રાખવો. પછી તે ફરમાન ઉપર ભરોંસાને માટે મારો પંઝો છાપ્યો. વળી મેં મારા દીકરાને ફરમાવ્યું કે ગમે તેમ કરીને પણ રાણાને તાબે લેવો, અને એ પ્રતાપી પુરુષ સાથે એની પોતાની મરજી પ્રમાણે વર્તવું.

મારા દીકરાએ કાગળ અને ફરમાન સુપકરણ અને હરિદાસ ઝાલા સાથે મોકલ્યાં, તથા તેમની સાથે શુકરઉલ્લા અને સુંદરદાસને ખાતરી માટે મોકલ્યા, કે રાણાજી મારા ઉપર વિશ્વાસ રાખે; તથા

મારૂં ફરમાન ને પંઝો લે. છેવટે ૨૬ મી તારીખે રાણાજીએ મારા દીકરાને મળવાનું નક્કી કર્યું.

એક દિવસે હું શિકાર કરવા ગયો હતો, ત્યાં ખુરમનો ચાકર મહંમદબેગ તેની પાસેથી એક કાગળ લઈ આવ્યો, તથા મહંમદબેગે મોઢેથી મને કહ્યું કે રાણાજી ખુરમને મળ્યા છે. આ ખબરથી ખુશી થઈ ને મેં મહંમદબેગને એક હાથી, એક ઘોડો, ને કટારી બક્ષીસ આપ્યાં; તથા તેને જુલ્ફીકારખાનનો ઇલ્કાબ આપ્યો."

તે પછી તા. ૨૬ મીએ રાણો અમરસિંહ શાહજાદા ખુરમને મળ્યા. બીજે દિવસે પાટવી કુંવર કરણ મળ્યો અને અરસ્પરસ ભેટ સોગાદો આપી. રાણાના તાબે થવાની ખુશાલીમાં જહાંગીરે ખુરમને શાહનો ઇલ્કાબ આપ્યો, તે ઉપરથી ખુરમનું નામ શાહ-જહાન પડયું.

પછી કરણને લઇ શાહજહાન જહાંગીરની છાવણીમાં ( અજમેર ) ગયો. ત્યાં કરણને જહાંગીરે રાજી રાખવા માટે દરરોજ ખીલાતો આપવા માંડી, તેમ બાદશાહની બેગમ નૂરજહાંને તથા શાહજહાને પણ ખીલાતો આપી. કરણ થોડા દિવસ રહી પાછો ઉદેપુર ગયો, ત્યાં સુધીમાં જહાંગીરે આપેલી ખીલાતોમાંથી ૧૧૦ ઘોડા, ને પાંચ હાથી બાદ કરતાં બાકીનાની કીમત દસ લાખ રૂપીઆ થઇ હતી. અંગ્રેજ મુસા-ફર સર ટોમસ રો લખે છે, કે જહાંગીરે રાણાને તાબે કર્યો કહેવા કરતાં લાલચ આપીને ખરીદ કર્યો કહીએ તો તે વધારે યોગ્ય છે. પ્રતા-પસિંહને ધન્ય છે કે પોતાના દેશનું સ્વતંત્રપણું જાળવી પોતાની સ્વતંત્ર ભૂમિમાં મુઓ. પ્રતાપનું સ્વતંત્ર રાજ્ય હવેથી દિલ્હીની જાગીર લેખાવા લાગી.

સન ૧૬૧૫ માં કરણને પાંચ હજાર માણસના લશ્કરની સરદારી આપી, તથા તેને પાદશાહને જમણે હાથે બેસવાનો હક્ક આપ્યો. વળી તે વખતે ઘણી ખીલાતો અને જાગીરો આપી. એ જાગીરમાં બેરાર,

ફુલીઆ, બેદનોર, માંડલગઢ, જીરણ, નીમચ અને બૈનસ્રોરનાં પ્રગણાં આપ્યાં તથા દેવલા ને ડુંગરપુર ઉપરનું ઉપરીપણું આપ્યું.

વળી કરણનો બાર વરસની ઉમરનો દીકરો જગતસીંગ દરબારમાં આવ્યો, તેને અને તેના સલાહકાર હરીદાસ ઝાલાને વિદાયગીરીમાં ખિતાબો આપ્યા, તેમજ સન ૧૬૧૬ માં રાણાનું ને કરણનું સફેદ આરસપહાણનું બાવલું કરાવીને તૈયાર થયાની તારીખ તેના ઉપર નંખાવીને તે આગ્રામાંના પાદશાહી બાગમાં મુકાવ્યાં.

ઇ૦ સ૦ ૧૬૨૧ માં રાણો ગુજરી ગયાની જહાંગીરને ખબર મળ્યાથી જગતસીંગ, ને અમરસિંહનો બીજો દીકરો ભીમસીંગ દિલ્હીમાં હતા તેમને ખિલાતો આપી, તથા રાજા કીશોરીદાસ સાથે કરણ ઉપર દિલાસાપત્ર મોકલ્યો અને તેમાં કરણને રાણાનો ઇલ્કાબ તથા રાજ્યાભિષેક વખતની ખીલાતો મોકલી. વળી બિહારીદાસ નામના બ્રાહ્મણ સાથે કરણ ઉપર ફરમાન મોકલ્યું કે તેના છોકરાએ હવેથી પંદરસેં સવારો સાથે દરબારમાં રહેવું.

તાબે થએલા રાજાને અમરના જેવો આવકાર કવચિતજ મળે છે, તોપણ અમરસિંહ જેવા વીર પુરુષને તે નીચું જોવડાવનાર હતું, અને તે તેના દીલમાં પણ ઘણું લાગતું હતું. તેથી ખુરમે બતાવેલા મહાન્ મનને પણ તે શાપતો. ખુરમે સલાહ કરવાને માત્ર અમરસિંહની દોસ્તી માગી હતી, તથા જહાંગીરનું ફરમાન સ્વીકારે તો એકે એક મુસલમાનને મેવાડમાંથી બોલાવી લેવાને વચન આપ્યું હતું; તોપણ ઉપરીપણું કબુલ કરીને દોસ્તી કરવાને તે રાજી ન હતો. તે મિત્ર પ્રમાણે ખુરમને મળ્યો હતો. તોપણ તાબે થઇને જહાંગીર તરફથી જે હોદ્દા ( જાગીરદાર, સરદાર ) મળવાના તે કબુલ કરવાને તે દીલગીર હતો, તેથી જાગીરદાર તરીકે રાજ્ય કરવા કરતાં જંગલમાં એકાંતવાસ ભોગવી ઇશ્વરભક્તિ કરવાનું તેણે વધારે પસંદ કર્યું. તેણે ઇ. સ. ૧૬૧૬ માં પોતાનું રાજ્ય કરણને સોંપી પોતે નવચોકી ( ઉદેસીંગે તળાવ પર બાંધેલા મહેલ ) માં જઈ રહ્યો. તે પછી શરમનો માર્યો તે કોઇ વાર ઘર બહાર નીકળ્યોજ નહિ.

અમરસીંગ પ્રતાપના પુત્રપણાને ખરેખરો યોગ્ય હતો. મેવાડના સઘળા રાજાઓમાં એ ઉંચો ને મજબુત હતો. વીરપુરુષને છાજે એવા સઘળા ગુણો એનામાં હતા, પણ બીજા રાણાઓ જેવો એ રૂપાળો ન હતો. એની હારથી એના મોં ઉપર શ્યામતા વળી હતી. એનામાં ઉદારતા અને બહાદુરી હતાં, તેથી એના સરદારો એને ચહાતા હતા, તેમજ એ માયાળુ ને ન્યાયી હોવાથી રૈયતનો પણ એના ઉપર પ્યાર હતો.

કરણસીંગને પણ તાબે થવાથી એના બાપના જેટલુંજ લાગતું હતું. પાદશાહી દરબારમાં તે ખૂશ ચહેરે કોઇ વાર જણાતો ન હતો. એને ખુશી રાખવાને પાદશાહે એનું બાવલું ઉભું કર્યું, પાદશાહને જમણે હાથે બેસવા ઠરાવ્યું, મોટી મોટી ખીલાતો આપી, પાંચહજાર લશ્કરનો સરદાર ઠરાવ્યો, તથા એના તાબામાંથી ગએલાં દેવલા ને ડુંગરપુરનાં રાજ્ય પાછાં સોપ્યાં, એની જાગીરમાં બીજા તાલુકા વધારી આપ્યા. તોપણ તાબે થવાનો કારી જખમ કરણના અંતઃકરણમાંથી રૂઝાયો નહિ. જે રાજ્યનો એ વારસ હતો તે રાજ્યને જાગીર, ને પોતે રાજા મટીને જાગીરદાર થયો તે; તથા જે રાજ્યની સામા એનો દાદો ને વડવાઓ જુસ્સાથી લડયા હતા, તે રાજ્યના વાવટા નીચે સરદારી કરવી તે; કરણના દીલમાં સાલતાં હતાં. આ ઉપરથીજ કરણના રજપૂતપણાને યોગ્ય ગુણોની પરીક્ષા થઇ શકે છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### ઇ. સ. ૧૬૨૧ થી ઇ. સ. ૧૫૫૪ સુધી.

### કરણસીંગ.

---

અમરસીંગ પછી તેનો પાટવી કુંવર કરણસીંગ ઇ. સ. ૧૬૨૧ મેવાડની ગાદીએ બેઠો. આજ સુધી મેવાડનું સૂર્યવંશી રાજ્ય, હિંદના રાજ્ય-સૂર્યમંડળમાં સૂર્યરૂપે પ્રકાશતું હતું, તે હવેથી સૂર્ય મટીને

ગ્રહ—રાજ્ય થયું. મોગલ સૂર્ય—રાજ્યની પાછળ મેવાડગ્રહ—રાજ્ય ફરવા લાગ્યું. સૂર્ય કરતાં તેનું તેજ કમી થઈ પારકે પ્રકાશે ગ્રહોની માફક પ્રકાશવા લાગ્યું, પણ મેવાડ રૂપી ગ્રહ—રાજ્યને મોગલ રાજ્ય રૂપી સૂર્ય પાછળ ફરવાનો મહાવરો ન હોવાથી તથા તેમ કરવું પસંદ નહિ પડવાથી, ઘણીવાર તે તેનાથી જુદું પડી સૂર્યરૂપે પ્રકાશી પોતાનું જુદું સૂર્યમંડળ સ્થાપતું.

કરણસીંગ બહાદુરીમાં કે પરાક્રમમાં કોઈથી ઉતરતો ન હતો, અને તેનો પુરાવો એના બાપે કરેલી લડાઇઓમાં એણે આપ્યો હતો. અમરસીંગને લાંબી મુદ્દતની લડાઇઓમાં પડેલી નાણાની તંગી ટાળવા સારૂ કરણસીંગ, દુશ્મનોની વચ્ચે અતિશય ઝડપથી એકદમ સુરત ઉપર આવ્યો, ને તે લૂંટીને ત્યાંની લૂંટ પોતાના પિતા આગળ રજુ કરી, કે જે વડે એના દેશની પડતી આવતી તે વખતે અટકાવી શકાઈ; પણ પોતાની એ બહાદુરી, હિંમત, દ્રઢતા ને ચપળતા વગેરે રાજ્યપુત્રને યોગ્ય ગુણોનો ઉપયોગ કરવાનો એના રાજ્યમાં એને લાગ મળ્યો નહિ. વળી મેવાડને સુભાગ્યે જહાંગીરે અને શાહજાદા ખુરમે એને પ્રીતિ ને માન બહુ આપ્યાં, તેથી કરણસીંગે શાંતિમાં રાજ્ય કર્યું, અને તેટલા વખતમાં એણે પોતાની સઘળી બુદ્ધિ પાછલી લડાઇઓમાં પોતાના રાજ્યની થએલી ખરાબી સુધારવા પાછળ વાપરી. એણે રાજ્યધાનીનો કિલ્લો મજબુત કર્યો, ખાહી ખોદાવી ને પેશોલા તળાવનો કાંઠો ઉંચો કરાવ્યો, તથા જેને રાવળ કહે છે તે આખો મહેલ નવો બંધાવ્યો. એ મહેલ હજુ પણ રાણાજીના જનાના માટેજ વપરાય છે.*

અમરસીંગ રાણાએ જહાંગીર સાથે સંધિ કરી ત્યારે ઠરાવ કર્યો હતો, કે મેવાડનો કોઈ રાણો પાદશાહી તહેનાતમાં સરદારી કરવા આવે નહિ; પણ માત્ર પાટવી કુંવર હોય તેજ હજાર સવારોથી દિલ્હીમાં નોકરી કરે, તથા એ કુંવર જ્યારે ગાદીએ બેસે ત્યારે તેને પાદશાહી ફરમાન રાણાની રાજધાનીમાં મોકલે, ને તે રાણાને

---

* ટોડ રાજસ્થાન.

કિલ્લા બહાર આપે. એ પ્રમાણે રાણાનો પાટવી કુંવર પાદશાહની તહેનાતમાં રહેતો, તોપણ રાણા તરીકે તેમણે કોઈ વાર નોકરી કરી નથી. એ પ્રમાણે પાટવી કુંવર પાદશાહની નોકરી કરે તેથી પોતાના દરબારમાં તેની પદ્દી ઉતારી ક્હાડી તેની બેઠક પોતાના સોળ પટાવતોની નીચે ઠરાવી. તેથી પટાવતોનું માન વધ્યું, અને તે માન સાચવવાને તેઓ પ્રસંગોપાત પોતાના જીવ કુરબાન કરવા લાગ્યા. વળી જહાંગીર લખે છે કે " મેવાડના પાટવી કુંવરને મારે જમણે હાથ હિંદના બીજા સઘળા રાજાઓની ઉપર બેસાડું છું." આ પ્રમાણે પાટવી કુંવર પાદશાહી દરબારમાં બધા રાજાઓની ઉપર બેસતો તેથી રાણાના ઉમરાવો પાદશાહી દરબારમાં પોતાના રાજાની બેઠકની પાસે પાટવી કુંવરની પણ ઉપર બેસવાનું માન પામવા લાગ્યા.

કરણનો નાનો ભાઈ ભીમસીંગ પાદશાહના દરબારમાં મેવાડના લશ્કર સાથે તહેનાતમાં રહેતો હતો. તે પોતાની બહાદુરી ને હોશિયારી વડે શાહજાદા ખુરમનો મુખ્ય સલાહકાર થઈ પડયો. ખુરમની માગણીથી જહાંગીરે ભીમસીંગને રાજાનો ઇલ્કાબ આપ્યો અને બનાસ નદી ઉપર એને થોડી જાગીર આપી, તેની રાજધાની ટોડામાં હતી. ભીમસીંગે બનાસ ઉપર એક શહેર વસાવ્યું ને પોતાને માટે મહેલ બંધાવ્યો. એ મહેલને રાજયમહેલ કહે છે, તેનાં ખંડીઅરો આજે પણ છે. એ ખંડીઅરો ઉપરથી ભીમસીંગની શિલ્પકળામાં કેટલી હોશિયારી હતી તે જણાય છે.

જ્યારે ખુરમે ગાદીએ બેસવાનો લોભ જણાવ્યો, ત્યારે ભીમસીંગને તેનાથી છૂટો પાડવા માટે જહાંગીરે તેને ગુજરાતનો સુબો ઠરાવ્યો, પણ તે જગાએ જવાની તેણે ચોકખી ના પાડી. ભીમસીંગ પરવીઝને ધિક્કારતો હતો, કેમકે તે જુલમી હતો. ભીમે ખુરમને સલાહ આપી કે જો રાજ કરવું હોય તો ખુલ્લે મેદાન પડો. છેવટે ખુરમ ઉઘાડો પડયો ને તેમની લડાઈમાં પરવીઝ મરાયો. ખુરમના પક્ષમાં કેટલાક રજપૂતો હતા, તેમાં તેની માનો બાપ મારવાડનો રાજા

